૨૭૬૯

# રમુજમાળા.

## ભાગ પેહેલો.

(પેટ પકડીને હસાવે એવા રમુજી ટુચકાઓનો સંગ્રહ.)

પ્રગટ કરનાર,

વિઠ્ઠલદાસની કંપની.

મુંબઈ,

બહારકોટ, "નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યુંછે.

સંવત્ ૧૯૪૨ સને ૧૮૮૬.

કિંમત ત્રણ આના.

# અર્પણપત્રિકા.

મારા મુરબ્બી સાહેબ,—

મગનલાલ ગોવિંદરામ ત્રવાડી.—

હાલ ઉમરાળા.

આપનો અમારા ઉપર અપૂર્વ પ્રેમભાવ, દયાદ્રષ્ટિ અને વડીલભાવ છે તેથી આ રમુજી પુસ્તક આપનેજ અર્પણ કરી સંતોષ પામીએ છીએ.

વિઠ્ઠલદાસની કંપની.

૨૭૯૯

# રમુજમાળા.



## ગામડીઆ કહેછે કે શેહેરમાં ભુખે મરીએ.

એક ગામડીઓ કોઈ શેહેરમાં એક વાણીઆને ઘેર પરોણો ગયો. જમવા બેસતી વખત શેઠાણીએ પાંચ નાની રોટલીઓ પીરસેલી જોઈ તે બોલ્યો. "શેઠાણી ગાંમડાના લોકો બોલેછે કે શેહેરમાં પરોણા જઇએ છીએ ત્યારે ભુખે મરવાનો દહાડો આવે છે. કેમકે પાતળી રોટલીઓ પુરી ન પીરસવાથી ભુખમરો ભોગવવો પડેછે, પણ મને તો તેમ લાગતું નથી. કારણ કે તમે પાંચ રોટલી પીરસી છે, પાંચ પીરસશો પાંચ હું માગી લઇશ અને પાંચ તમે ભાતમાં આપશો. આટલું છતાં અણસમજુઓ બોલે કે શેહેરમાં ભુખે મરીએ છીએ.



## આમાં તો ઘીએ નથી અને માખીએ નથી.

નવલશાહ શેઠને ઘેર એક પરોણો આવ્યો હતો, તે શેઠનો કોઈ અતલગનો સગો થતો હતો. પરોણા સારૂ કંસાર રાંધી તેને જમવા બેસાડયો. પીરસવાનું કામ કસ્તુર શેઠાણીને માથે હતું. આપણાં કસ્તુર શેઠાણી લોભીઆં હતાં તેથી પેલાને કંસારમાં થોડું ઘી પીરસી દૂર ખસી ગયાં. પરોણો તેના માથાનો હતો તેથી બોલ્યો. શેઠાણી, મારા કંસારમાં માખી પડી જણાયછે માટે જરા દીવો લાવો કે તે

તપાસી જોઉં. શેઠાણી દીવો ધરીને ઉભાં રહ્યાં. પરોણાએ લાપસી આમ તેમ ફેરવીને કહ્યું આમાં તો ઘીએ નથી અને માખીએ નથી.

---

## તને સોના સાઠ કરતાં આવડેછે?

એક શેઠે પોતાના નોકરને મશ્કરીમાં પુછ્યું. કેમ ભીમા, તને સોના સાઠ કરતાં આવડેછે? ભીમો ગંભીરાઇથી બોલ્યો. આપ સાહેબની હજુરમાં રહેવાથી હવે આવડશે. કેમકે થોડા દિવસમાં આપની પાસેથીજ શીખીશ.

---

## દીકરી શું શોધેછે?

નસરવાનજી શેઠે એક દિવસ પોતાના ઘરમાં મોટી સભા એકઠી કીધી હતી. આ વખતે તેની દીકરી મેહેરબાઇ મીજલસના આદમીઓ સામું જોઇ રહી હતી. નસરવાનજી હસામણા સ્વભાવના હતા તેથી રમુજમાં બોલ્યા. દીકરી, શું શોધેછે? "તમારો જમાઈ શોધું છું બાવાજી." મેહેરબાઇએ ટકોરમાં જવાબ આપ્યો.

---

## બાપ તેવા બેટા.

નાના નવરોજને તોફાન કરતો જોઈ તેના બાપે ગુસ્સે થઇને કહ્યું. અલ્યા નવરોજ, તું ગધેડો છે. "બાપ તેવાજ બેટા હોયછે બાવાજી" નવરોજે ઉત્તર આપ્યો.

---

## હું સાત આના કે, ત્યારે તો હું પાંચ આના આપું.

એક બેહેરી ડોસી બજારમાં કાંઇ સામાન લેવાને ગઇ. એક વસ્તુ

ઉપાડી તેની કિંમત દુકાનદારને પુછી. દુકાનદારે કહ્યું. સાત આના. ( ડોસી બાર આના સમજી બોલી ) નવ આના લેશે ? દુકાનદારે ફ-રીથી કહ્યું અરે ડોસી, સાત આના. "હું સાત આના કે, ત્યારે તો હું પાંચ આના આપું" ડોસીએ ઉત્તર આપ્યો.

---

## દોલત આંધળી છે.

એક લંગડા રાજાના બોલાવવાથી કેટલાક ગવૈયાઓ કચેરીમાં ગાયન કરવાસારૂ ગયા. સૌ કરતાં એક આંધળા ગવૈયાનું ગાયન રા-જાને પસંદ આવ્યું તેથી તે ગવૈયાનું નામ પુછી લીધું. આંધળાએ પોતાનું નામ દોલત જણાવ્યું. આથી રાજા મશ્કરીમાં બોલ્યો. શું દોલત આંધળી છે ? "આંધળી નહોય તો લંગડાના ઘરમાં આવેજ કેમ ?" ગવૈયે જવાબ દીધો.

---

## આજ બની શકે તે કાલ ઉપર રાખવું નહીં.

એક છોકરાને તેની માએ શિખામણ દીધીકે બાપુ, જે કામ આજે થઇ શકતું હોય, તે કાલ ઉપર મુલતવી રાખવું નહીં. કેમકે મુલતવી રાખવાથી વખતે અડચણમાં આવવું પડેછે. છોકરો બોલ્યો. ચાલો ત્યારે મા, મારો બાપો કાલને સારૂ મીઠાઈ લાવ્યા છે તે આજેજ ખાઈ જઈએ એટલે ઉચાટ મટી જાય.

---

## પણ રાત લાંબી થાયછે ના ?

જસવંત જુગારીને મોડી રાત્રે આવીને દીવસના છેક દસ વાગ્યા-સુધી સુઈ રહેવાની ટેવ પડી હતી. એક દહાડો કંકુ માસી તેને મ-

જવા આવ્યાં તે પોતાના ભાણેજને જગાડીને બોલ્યાં જોને દીકરા, છેક મોડેસુધી સુઇ રહેવાથી તારી આવરદાના દીવસો ટુંકા થાયછે. "પણ રાત લાંબી થાયછે નાં મારી ?" જસવંતે જવાબ દીધો.

---

## તે તો મારા ઈનામ તરીકે રાખ્યું છે.

એક ચાકરને ઝાડુ કાઢતાં શેઠના ઘરમાંથી બે આની જડી આવી. શેઠ જમીને ગાદી ઉપર આવી બેઠા તે વખતે પેલા ચાકરે જડેલી બે આની રજુ કરી. આથી શેઠ રાજી થયા અને બોલ્યા કે " આ બે આની તારી નેક ચાલને માટે હું બક્ષીસ આપું છું, તે લે. નોકર નમી તે બેઆની ઘેર લઈ ગયો. થોડા દીવસ પછી શેઠનું ઘડીઆળ ગુમ થએલું જણાયું તેથી શેઠે નોકરને બોલાવી ઘડીયાળ વિશે પુછ પાછ ચલાવી. નોકર બોલ્યો. તે ઘડીયાળ મને ઝાડુ કાઢતાં હાથ લાગ્યુંછે અને તે મારી સારી ચાલ માટે ઈનામ તરીકે ગણી મારે ઘેર લઈ ગયો છું.

---

## તારે ગણવા ઓછા.

એક છોકરો સુખડીઆની દુકાનેથી બે આનાની મીઠાઈ લેવા ગયો. સુખડીઆએ ઠરાવેલા તોલ કરતાં ઓછી મીઠાઈ આપી. છોકરે કહ્યું મીઠાઇ ઓછી છે. સુખડીઓ કહે, તારે ઉપાડવી ઓછી. વારૂ કહી છોકરો છ પૈસા આપી ચાલતો થયો સુખડીઆએ બૂમ પાડી જણાવ્યું કે બે પૈસા કમતી છે. છોકરો કહે તારે ગણવા ઓછા.

---

## શત્રુનો પગ કાપી નાખ્યો.

એક લડવૈયાએ પોતાના સિપાઈને પુછયું કેમ તેં લડાઈમાં શી

બહાદુરી કરી ? "મેં એક શિપાઈનો પગજ કાપી નાંખ્યો" સિપાઇએ જણાવ્યું "એમ કેમ ? માથું કાપવું હતુ નાં ?" તે તો કોઈએ અગાઉથીજ કાપી નાંખ્યું હતું.

## બંને સાથે છે.

**શેઠ**—અલ્યા મજુર, પાવડો ક્યાં છે ?
**મજુર**—કોદાળી પાસે.
**શેઠ**—અને કોદાળી ક્યાં છે ?
**મજુર**—પાવડા પાસે.
**શેઠ**—એ બંને ક્યાં છે ?
**મજુર**—વળી ક્યાં ? બંને સાથેછે, સાહેબ.

## એક ફુટનો ફેર છે.

એક ગરીબ કવિ કોઈ પૈસાદાર શેઠને ઘેર ગયો. શેઠ પૈસાના મદથી છકી ગયેલો હતો તે કવિના જાણવામાં નહોતું. કવિ શેઠની ગાદીથી એક ફુટને અંતરે બેસી રસીક કવિતાઓ ગાવા લાગ્યો. આથી શેઠનું પાકી આવ્યું અને ક્રોધથી કવિને કહ્યું. અરે મૂર્ખ તારામાં અને ગધેડામાં કેટલો ફેર. કવિએ નરમાશથી કહ્યું. સાહેબ એક ફુટનો ફેર છે.

## સાધુને સ્વાદ કેવો ?

એક બાવો કોઇ કણબીને ઘેર જઈ છાશ માગવા લાગ્યો. કણબણે જવાબ આપ્યો માહારાજ, હજુ ગોરસ વલોવ્યું નથી. ત્યારે બા-

વાજી બોલ્યા. અરે માતા, વગર વલોયું તો વગર વલોયું. જેવું છે તેવુંજ દઈ દે. અમારે સાધુને સ્વાદ કેવા?

## એમાં શું ખોટું કર્યું?

ગંગા બાઈ ગુસ્સે થઈને બોલ્યાં—અરે ગુલાબ, બેહેનના હાથમાંથી મીઠાઈ ઝુંટવીને કેમ ખાઈ ગયો?

ગુલાબ–કેમ વારૂમા? તમે મને કહ્યું હતું કે નહીં? કે બેહેનને સઘળા કામમાં મદદ કરવી. બેહેનથી બરાબર ખાઈ શકાતું નથી, એટલા માટે મેં તેને જરા મદદ કરી એમાં શું ખોટું કર્યું?

## વીશ વરસે નાના છે.

એક સફેત માથાવાળા બુઢ્ઢાને એક મોટા માણસે પુછયું. કાકા, તમારા માથાના વાળ ધોળા અને દાઢીના વાળ કાળા કેમ છે? ડોસાએ ઉત્તર આપ્યો કે માથાના વાળ કરતાં દાઢીના વાળ વીસ વરસે નાના છે.

## પાંચ મીનીટ અગાઉ થાયતો સારૂં.

એક દરબારી મશ્કરાએ રાજાને કહ્યું. સાહેબ, આપના દરબારનો ફલાણો અમીર મશ્કરી કરવા બદલ મને મારી નાંખવાની ધમકી આપેછે. રાજા બોલ્યો. જો તને તે મારી નાંખશે તો પાંચ મીનીટ પછી તેના પણ તેવાજ હાલ થવાના. મશ્કરાએ કહ્યું. માહારાજ, પછીના કરતાં પાંચ મિનિટ પેહેલાંજ તેના એ હાલ કરશોતો સેવક આપનો સદાનો આભારી થશે.

## મારા બીજા કુતરાને બોલાવુંછું.

એક જુવાન ખુબસુરત સ્ત્રી પોતાના માનીતા કુતરાને સાથે લઈ કાંઈ કામ સારૂ જતી હતી. રસ્તામાં તેણીનો કુતરો પછવાડે ઉભો રહ્યો તેથી "**ચાલ, જલદી ચાલ.**" કરી બુમ મારવા લાગી. આવો લાગ જોઇ એક માણસે તેણીને મશ્કરી કરવાના ઈરાદાથી પુછ્યું. શું તમે મને બોલાવોછો? પેલીએ જવાબ આપ્યો. "ના હું મારા બીજા કુતરાને બોલાવુંછું."

---

## આપને બીલકુલ અક્કલ નથી.

એક હિંદુ ન્યાયાધિશે લાંબી દાઢીવાળા એક મુસલમાનને કહ્યું. તમારી લાંબી દાઢી ઉપરથી તમારી અક્કલ લાંબી જણાય છે. મુસલમાને ઉત્તર આપ્યો. એ નિયમ મુજબ આપને બીલકુલ અક્કલ નથી.

---

## હું ચોરને ભસુંછું.

એક માણસે બીજાને કહ્યું કે તું મને ભસે છે શા સારૂ? પેલાએ ઉત્તર દીધો. હું ચોરને ભસુંછું. એવો મારો સ્વભાવ છે.

---

## જાતભાઇને દેખીને તે રાજી થાયછે.

એક કુંભારને કોઇએ કહ્યું. જ્યારે હું આહિં આવુંછું ત્યારે તમારો ગધેડો ભુંક્યા વિના રહેતો નથી. કુંભારે ઉત્તર આપ્યો. ખરી વાત છે ભાઈ, તે જ્યારે પોતાના જોતભાઇને દેખેછે ત્યારે ભુંકવા માંડે છે.

---

## તમારે બદલે હું રાંડું.

એક પુરૂષ પોતાની સ્ત્રીની મશ્કરી કરવાના ઈરાદાથી સવારના

પહોરમાં ઉંડા વિચારમાં હોય એવું ડોળ કરીને બેઠો. આથી સ્ત્રીએ દીલગીરીનું કારણ પુછ્યું. પેલાએ કહ્યું. આજ રાત્રે મને સ્વપ્ન આવ્યું કે હું રાંડ્યો. સ્ત્રીએ સમય વિચારી ઉત્તર આપ્યો. પરમેશ્વર તમારૂં સ્વપ્નું ઉલટું પાડો અને તમારે બદલે હું રાંડું.

## તે મને કેમ પસંદ કરે ?

એક ડોસાને કોઈએ પુછ્યું કે કેમ શેઠ, તમે પરણતા કેમ નથી! ત્યારે તેણે જવાબ દીધો કે ભાઇ, ઘરડી ઓરત મને પસંદ નથી. એથી પેલો જુવાન બોલ્યો. ત્યારે જુવાન ઓરત સાથે પરણો. ડોસાએ ઉત્તર આપ્યો. ભાઇ, હું પોતે ઘરડો છતાં ઘરડી બાઈડીને પસંદ કરતો નથી ત્યારે એક જુવાન બાઈડી મને ઘરડાને કેમ પસંદ કરે ?

## મારી બીમારી તપાસો.

એક ડોસી સાજી તાજી છતાં પોતાને બીમાર સમજતી હતી. દર રોજ દાકતરને તે દવા આપવા કહેતી પણ દાકતર કાંઈ ધ્યાન આપતો નહોતો, કેમકે તે તેને નિરોગી જાણતો હતો. એક દિવસ દાકતરને જરૂરી કામ હોવાથી તે રસ્તેથી ઉતાવળે પગે ચાલી જતો હતો તેને વચ્ચે પડી ડોસીએ પોતાની બીમારી તપાસવા કહ્યું. દાકતર બોલ્યો. તમારી આંખો જોરથી બંધ કરો અને જીભ બહાર કાઢો. મારા કહેવા સુધી આંખ ઉઘાડશો નહીં. ડોસીએ આંખો જોરથી મીચીં દીધી અને જીભ બહાર કાઢી ઉભાં રહ્યાં. આ વખતનો લાભ લઈ દાકતર સાહેબ ચાલ્યા ગયા. ડોસીને આંખ મીચેલી તથા જીભ બહાર કાઢેલી જોઈ ગામનાં લોકો હસવા લાગ્યાં. ડોસી આંખ ઉઘાડીને જુએ છે તો દાકતર સાહેબ મળે નહીં.

## મન ફેરવી વાળો.

એક ગણીકાએ અરધી રાત્રે પોતાના નોકરને પીઠામાંથી દારૂ લાવવા હુકમ કર્યો. નોકરે કહ્યું. મને અંધારામાં બીક લાગે છે. ગણીકા બોલી. તું મનમાં ધારજે કે મારી સાથે ચાળીસ મસાલચીઓ ચાલ્યા આવે છે એટલે બીક લાગશે નહીં. ઠીક, કહી નોકર ગયો. આગળ ચાલતાં એક ગધેડો પેસાબ કરતો હતો, તે પેસાબનો સીસો ભરી લઇ નોકરે ઘેર આવી ગણીકાને આપ્યો. ગણીકાએ તપાસ કરી કહ્યું. આ દારૂ નહીં પણ ગધેડાનું મુતર છે. નોકર બોલ્યો. આપ મનમાં ધારો કે તે દારૂ છે. મન ફેરવી વાળો એટલે બસ.

---

## સદ્‌ગુણી માણસોને શું ગમે છે?

**માસ્તર.**—ઇજીપ્ત ક્યાં છે?

**નિશાળીઓ.**—જ્યાં પરમેશ્વરે બનાવ્યું છે ત્યાં.

**માસ્તર.**—પીરામીડ કોને કહેછે?

**નિશાળીઓ.**—પારસીની પાઘડીને.

**માસ્તર.**—સારા માણસને શું ગમે છે?

**નિશાળીઓ.**—ભણવા ગણવાનું મુકીને રમવાનું અને જમવાનું.

---

## એક ભુલ માફ કરો.

એક પ્રોફેસરે ઉમેદવારને જણાવ્યું કે તમે બીજી સઘળી રીતે નોકરીને લાયક છો પણ એક નાની ઉંમરની ખામી છે. ઉમેદવારે કહ્યું. જો તે નજીવી ભૂલને માટે આપ મને માફ કરશો તો વખત જતાં તે ખોડ હું મટાડી દઈશ.

---

## એક તકરાર છે.

એક ગાંડાને કોઈએ પુછયું કે કેમ ભાઈ, તને આ ગાંડાની ઈ-સ્પિતાલમાં કેમ આણ્યો? ગાંડાએ કહ્યું. એક તકરારથી. પેલાએ પુછયું. શી તકરારથી. ગાંડો કહે. બીજા સઘળાઓ મને ગાંડો કહે છે અને હું તે સઘળાઓને ગાંડા કહુંછું.

---

## મોં કરતાં ઉંચે પ્યાલો જતો નથી.

એક બાઇને તેની દુખતી આંખ દારૂથી ધોવાને દાકતરે સલાહ આપી. થોડા દિવસ બાદ તે દાકતર પોતાનાં દરદીને ઘેર આવી આં-ખના સમાચાર પુછવા લાગ્યો. દરદીએ જણાવ્યું કે સાહેબ, દારૂથી આંખ ધોવાને હું દર રોજ મેહેનત કરૂં છું. પરંતુ મોં કરતાં ઉંચે પ્યાલો જઈ શકતો નથી.

---

## બારદાન વીશાંસો.

એક મેહેતાજીએ છોકરાને કહ્યું. અક્કલના બારદાન—છોકરે તુ-રત જવાબ દીધો. બારદાન વીશાંસો સાહેબ.

---

## ધણી થવાનો વાંધો છે.

એક શખસે પોતાના મિત્રને પુછયું. ભાઇ, તારે અને તારી સ્ત્રીને બનતું નથી તેનું શું કારણ છે? મિત્રે જવાબ દીધો. અમે બંને એ-કજ મનનાં છીએ. એ પણ ઘરમાં ધણી થવા ઈચ્છે અને હું પણ ઘરમાં ધણી થવા ઈચ્છું છું.

---

## તેના કાકાને ઘેર રહેતો હશે.

એક નાનો છોકરો તેના કાકાને ઘેર રહેતો હતો, તેને તેની કાકી ઘણું દુ:ખ દેતી હતી. એક દિવસે કાંઈ કામ સારૂ તે છોકરો પોતાના કાકા સાથે બજારમાં જતો હતો એટલામાં એક નબળો પડી ગયેલો કુતરો તેમના જોવામાં આવ્યો. કુતરાને દેખી કાકાએ કહ્યું. અરે-રે ! આ કુતરો બિચારો આટલો બધો દુર્બળ કેમ થઇ ગયો હશે ? છોકરે ઉત્તર આપ્યો. તે તેના કાકાને ઘેર રહેતો હશે.

---

## ભૂલ છુપાવતાં સપડાઈ પડ્યા.

બે મિત્રો નાટકશાળામાં બેઠા બેઠા વાતો કરતા હતા. એટલામાં સ્ત્રીઓ તરફ જોઈ એકે કહ્યું. પેલી ખુબસુરત લલના ખરેખર ભોગવવા યોગ્ય છે. બીજાએ કહ્યું. તમે શું બકો છો ? એ તો મારી બેહેન છે. ( પેહેલો લજવાઈને પોતાના બચાવમાં કહેવા લાગ્યો. ) એને તો હું ઓળખું છું પણ તેની બાજુમાં બેઠેલી પેલી ભભકાદાર નારને વાસ્તે હું તો બોલું છું. "એ મારી બાયડી છે." બીજાએ જણાવ્યું. આથી પેલો ચુપ રહી ગયો.

---

## અરધું ઇનામ મને આપો.

એક નાનો પણ ચંચળ છોકરો મેહેતાજીના મારવાથી નિશાળ છોડી નાસી ગયો અને ગુપ ચુપ કોઈ ખાનગી જગોએ સંતાઇ બેઠો. છોકરાનાં માબાપે તે છોકરો જલદી લાવી આપવા તાકીદ કરી. આથી મેહેતાજી સાહેબ ગભરાયા અને જે કોઈ એ છોકરાને લાવી આપે અથવા જે જગોએ તે સંતાયો હોય તે જગો બતાવે તો પચીસ રૂ-

પીઆ ઇનામ આપવા કબુલ થયો. આ વાતની પેલા છોકરાને ખબર પડવાથી તેણે નીચે મુજબ ચીઠી લખી.

મેહેરબાન મેતાજી સાહેબ,

મારા સરખા એક નાના નિશાળીઆને મારવા માટે આપને મોટી પંચાતીમાં આવી પડવું પડયું છે. મેં સાંભળ્યું કે આપ મને મેળવવા માટે પચીસ રૂપીઆનું ઈનામ જાહેર કરી ચુક્યાછો. આથી મને ઘણું લાગી આવે છે કે આપને મોટો દંડ ભરવો પડશે. હમણાંજ મને એક રસ્તો સુલભ અને લાભદાયક માલમ પડ્યો છે તે જો આપને ગમતો હોય તો આપણે બંનેને માટે ઠીક છે. તે રસ્તો એ છેકે તમારૂં પચીસ રૂપીઆનું ઇનામ કોઈ બીજો મેળવે તો આપને તે પચીસનું નુકસાન થાય તેમછે માટે જો તેમાંના અરધા ઈનામનો મનેજ લાભ આપવા આપની મરજી હોય તો હું જાતેજ આવી આપની હજુરમાં હાજર થાઉં. આથી સાડાબાર રૂપીઆનો આપને પણ ફાયદો થશે. હાલ એજ.

**લી૦ આપનો પોબારામાપુ નિશાળીઓ.**



## મગજનો નમુનો.

એક શિક્ષકે પદાર્થ વિદ્યાના વિદ્યાર્થીઓને કહ્યું કે જેને ખુલાસો કરવો હોય તેણે કાંઈ પણ પદાર્થ લાવવો. એક રમુજી છોકરો કાચ લગાડવાની લાંબીને ટીપી, રંગ લગાડી શિક્ષક પાસે લાવ્યો અને દરિયાને કિનારેથી જડી છે એમ જણાવ્યું. માસ્તર સમજી ગયો તેથી બોલ્યો કે આ ચીજ પથ્થર છે, તેને સળગાવવાથી ફટકો થાયછે. આ ચીજ મૂર્ખ બેઅકલી મનુષ્યના મગજમાંથી પેદા થાયછે.

## અહિં શું વેચોછો?

એક ગામડીઓ એક વખત મુંબઈ જોવા સારૂ ગયો. ત્યાંની મોટી મોટી દુકાનો જોઈને તે દીંગ થઈ ગયો. દુકાનો જોતો જોતો એક વકીલની હાફીસ પાસે આવી પહોંચ્યો. હાફીસમાં કાંઈ સામાન નહીં જોવાથી ત્યાં શું વેચાતું હશે તે જાણવાની તેની ઇચ્છા થઈ. તેથી બારણામાં ડોકું ઘાલીને મોટેથી પુછ્યું—અહિં શું વેચોછો? વકીલને પોતાના કામમાં હરકત થઇ તેથી તે ચિરડાઇને બોલ્યો-ગદ્ધા. ગામડીએ જવાબ આપ્યો. હં. એમ છે કે? ત્યારે તો તમારો ધંધો સારો ચાલતો દેખાય છે. કારણ કે આખી દુકાનમાં માત્ર એકજ બાકી રહ્યો છે.

---

## તારી વાત તો બીલકુલ માનું નહીં.

એક સ્ત્રીએ પોતાના ધણીને કહ્યું—વ્હાલા, તમે જે કાંઈ કોઈના મોંથી સાંભળો તે સઘળું ખરૂં માનવું નહીં. ધણીએ જવાબ આપ્યો. નહીંજ પ્યારી. અને તેમાં તારે મોઢેથી સાંભળેલું તો બિલકુલજ નહીં.

---

## પથારીમાં ચોર છે.

બે મિત્રો પીઠામાંથી દારૂ ઠાંસીને ઘેર આવ્યા. સુવાના ઓરડામાં બંને જણ સારૂ પલંગ જુદા જુદા હતા પણ કેફની ધુનમાં એક પેહેલી બાજુથી અને બીજો બીજી બાજુથી એકજ પલંગમાં સુઈ ગયા. થોડી વારે બંને અથડાયા તેથી પેહેલાએ કહ્યું. અલ્યા દોસ્ત, મારી સાથે તો કોઇ ચોર સુતેલો માલમ પડે છે. બીજાએ કહ્યું—

મારી સાથે પણ ચોર સુતો છે. પેહેલો કહે—ત્યારે તેને તું હડસેલી પાડ. હું મારી સાથેના ચોરને હડસેલી પાડુંછું. બંને વચ્ચે ધક્કાધક્કી ચાલી અને તેથી એક નીચે ગબડી પડ્યો. પેલાએ કહ્યું. દોસ્ત, મેં તો શત્રુને પટક્યો. બીજો કહે. પણ મને તો શત્રુએ પટક્યો.

---

## હું બહાર ઉભો રહેવાનો છું.

એક વખત એક દુખતા દાંતવાળાનો દાંત ખેંચી કાઢવા સારૂ દાકતર આવ્યો. દરદીને મોં ઉઘાડી ઉભો રહેવાનું કહેતાં દરદીએ મોટું મોટું ઉઘાડ્યું. આથી દાકતર બોલ્યો. ભાઈ હું અંદર પેસીને દાંત ખેંચી કાઢવાનો નથી પણ બહાર ઉભો રહીનેજ ખેંચી કાઢીશ.

---

## બન્ને બાજુએ.

**વકીલ.**—તમે મોહોલ્લાની કઈ બાજુએ રહોછો?

**સાક્ષી.**—બન્ને.

**વકીલ.**—બન્ને. એ શું બકોછો?

**સાક્ષી.**—ખરી વાત છે સાહેબ. તમે એક નાકેથી જાઓ તો જમણી બાજુએ અને બીજે નાકેથી પાછા ફરો તો ડાબી બાજુએ છે.

---

## એ કાંઈ તારૂં કામ નથી.

એક સ્ત્રીએ રાજા પાસે અરજ કરી કે મારો ધણી મારી સાથે ઘણી ખરાબ રીતે વર્તે છે, તેનો કાંઇ બંદોબસ્ત કરવો જોઇએ. રાજાએ કહ્યું. બાઈ, એ કાંઈ મારૂં કામ નથી. તું જાણે અને તારો ધણી જાણે. સ્ત્રીએ કહ્યું. પણ સાહેબ, તે તમને નિંદેછે અને ગાળો

ભાંડેછે. રાજાએ કહ્યું. ભલી બાઇ, એમાં તને શું લાગે વળગે? એ કાંઇ તારૂં કામ નથી.

---

## સાહેબ, આપના પ્રમાણે ચાલુંછું.

**કારખાનાનો ઉપરી.**—(ગુસ્સે થઇને) ગુમાસ્તા તું ગધેડા જેવો બેવકુફ જણાય છે.

**ગુમાસ્તો.**—સાહેબ, એમાં મારો વાંક નથી. નોકરી ઉપર રાખતી વખતે આપે આપના પ્રમાણે ચાલવાને મને ફરમાવ્યું હતું, અને તેમ કરવાને મારાથી બને તેટલું મેં કર્યું છે.

---

## પરમેશ્વર તેના હાથથી છેડો આણે.

એક માણસ માંદો પડયો હતો તેના ખબર પુછવા સારૂ તેનો એક બેહેરો મિત્ર આવ્યો. તે બન્નેની વચ્ચે નીચે મુજબ વાત થઇ.

**બેહેરો.**—કેમ છે ભાઇ, કાંઈ આરામ છે નાં?

**માંદો.**—તાવથી બળી મરૂંછું.

**બેહેરો.**—સારૂં. સારૂં. કાંઇ ખાઓછો વારૂ?

**માંદો.**—શું ખાઊં? પથરા ખાઊં?

**બેહેરો.**—હા ભાઈ, એજ પચે. વારૂ. દાકતર કોણ આવે છે?

**માંદો.**—મોત આવે ત્યારે છે. બીજું તો કોઈ આવતું નથી.

**બેહેરો.**—ભલે, ભલે. પરમેશ્વર તેના હાથથી તમારા દરદનો છેડો આણે તો સારૂં.

---

## સરકારી ન્યાયની ખુબી.

એક આદમીએ પોતાની બાઇડી ઉપર માર મારવાની ફરયાદી માંડી. ન્યાયાધિશે તપાસ ચલાવી તે બાઇનો વાંક સાબીત થવાથી

ત્રણ રૂપીઆ દંડ કર્યો. બાઇએ પોતાની પાસે કાંઈજ નથી એમ જ-ણાવવાથી તે ફરીયાદી ધણી પાસેથી ત્રણ રૂપીઆ દંડ વસુલ કીધો.

---

## વધારે જુઠું બોલે તે શાણો.

એક વખતે કેટલાક મિત્રોની ટોળી એકઠી થઈ હતી. આમાંના ઘણા ખરા ગપાટીદાસો હતા. તેઓએ ઠરાવ કર્યો કે જે માણસ વધારે જૂઠું બોલે તે શાણો ગણાશે. એવામાં તેમાંથી એક સત્યવક્તા બોલી ઉઠયો કે ભાઇઓ, મારા જેવો મૂર્ખ કોઈજ નથી.

---

## મને ખબર નહોતી કે તમે છો.

એક સ્ત્રીએ પોતાના પતિને ચુંબન કરવાથી પતિનો મિજાજ છાપરે ચડી ગયો અને તે કહેવા લાગ્યો કે તારા જેવી મૂર્ખ નાર બીજી કોઈજ હશે નહીં. તું લાજ તજીને મને ચુંબન કરે છે એ શું લાયકીનું કામ છે? સ્ત્રીએ જવાબ આપ્યો પ્રાણનાથ, માફ કરો. મારી ભુલ થઈ. મને ખબર નહોતી કે તમે છો. જો મેં તમને ઓળખ્યા હોત તો કદી ચુંબન કરત નહીં.

---

## હવે પછી આવું કામ કરીશ નહીં.

એક માણસને ફાંસીની સજા કરતાં ન્યાયાધિશે શિખામણ દીધી કે હવે પછી આવું કામ કોઈ દિવસ કરતો ના.

---

## એક કલાક સાંજે પુરો કરી આપીશ.

એક ગૃહસ્થનું ઘર ચણાતું હતું. તેમાં ઘણા મજુરો કામે લાગેલા હતા. એક દિવસ એક મજુર એક કલાક મોડો કામ ઉપર આવ્યો,

તેથી ગૃહસ્થે તેનું કારણ પુછી ઠપકો આપ્યો. મજુરે કહ્યું. સાહેબ, આપનો એ એક કલાક હું સાંજના ભાગમાં પુરો કરી આપીશ. શેઠે કહ્યું. શીરીતે? મજુર બોલ્યો. અત્યારે હું બીજાઓ કરતાં એક કલાક મોડો આવ્યો છું માટે સાંજરે એક કલાક વેહેલો જઈશ, તેથી આપનો હિસાબ પુરો થશે.

## કદાચ આવું કે ન પણ આવું.

એક સ્ત્રી કોઈ પુરૂષ ઉપર મોહિત પડી, તેથી નાસી જઈને તેની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. રાત્રે પેલા પુરૂષે બારી નીચેથી સીસોડી વગાડી કે તુરત પેલી બારીવાટે ઉતરી પોતાના યાર સાથે ચાલવા લાગી. આગળ ચાલતાં સ્ત્રીએ પુછ્યું. પ્યારા, તમે મારી સાથે લગ્ન કર્યા પછી સારી રીતે ચાલશો કે કેમ? પુરૂષે ઉત્તર આપ્યો. કદાપી ચાલું કે ન પણ ચાલું. થોડીવાર બીજી વાતચીત કર્યા પછી સ્ત્રીએ જણાવ્યું કે આપણે જે નાણાંની થેલી સાથે લેવાની હતી તે ઘરમાં પડી રહીછે. માટે જો તમે પાછા વળો તો આપણે મારા ઘરમાંથી તે થેલી લઈ આવીએ. વારૂ કહી. પુરૂષ કબુલ થયો. બંનેજણ પાછાં આવ્યાં. સ્ત્રી બારી વાટે ઉપર ચડી. ઘણીવાર થઈ પણ તે પાછી આવી નહીં ત્યારે પુરૂષ બોલ્યો. કેમ પ્યારી, તું આવે છે કે નહીં? સ્ત્રીએ જવાબ આપ્યો. કદાપી આવું કે ન પણ આવું.

## હું જાગું ત્યારે આવજે.

એક માણસ પોતાના મિત્ર પાસે પૈસા ઉછીના લેવા ગયો. આ વખતે પેલો મિત્ર ઉંઘતો હતો. તેને જગાડીને સઘળી હકીકત કહી

સંભળાવી. મિત્ર સઘળું સમજ્યા પછી બોલ્યો. હમણાં હું ઉઘુંછું માટે જ્યારે જાગું ત્યારે આવજે.

---

## મારા જીવ બચાવનાર સાથે મને પરણાવો.

એક જુવાન છોકરી એક દાહાડો નદી ઉપર નહાવા સારૂ ગઈ. અકસ્માત લડથડીઉં આવવાથી તે એકદમ નદીમાં પડી ગઇ. નદીનું પાણી ઉંડુ હોવાથી તેણીએ ગુંગળાવા માંડયું અને છેવટ તળીએ જઈ બેઠી. થોડીવારમાં મદદ આવી પહોંચવાથી તેણીને બેશુદ્ધ હાલતમાં બહાર કાઢી ઘેર લઇ જવામાં આવી. જ્યારે તે સાવધ થઇ ત્યારે તેણીએ પોતાના જીવ બચાવનારનો હજારો હજાર વાર ઉપકાર માન્યો અને એવા પરોપકારી નર સાથે પોતાનાં લગ્ન કરી તેની સદાને માટે દાસી થઈ રહેવાની ખુશી બતાવી. આ માગણી તેણીનાં માબાપે કબુલ રાખી નહીં, તેથી તેણીએ કહ્યું. શું મારો જીવ બચાવનાર કુરૂપ છે, હલકા કૂળનો છે અથવા નાલાયક છે? ગમે તેવો તે પુરૂષ હોય પણ હું તેની સાથેજ લગ્ન કરવાને ખુશી છું. આવા અતિ આગ્રહથી તેણીનાં માબાપે જણાવ્યું કે તારો જીવ બચાવનાર આપણો ટીપુ નામે કુતરો છે.

---

આશા એ જાગતા માણુસનું સ્વપ્નું છે.

---

## હિંદુકા બાવા બડા ખરાબ.

એક વાણીઓ અને એક મુસલમાન રસ્તે ચાલતાં એકઠા થઈ ગયા. બંને જણને એક પાસેના ગામમાં જવું હતું તેથી સાથેજ વાતો કરતા ચાલ્યા. આગળ ચાલતાં એક તુળસીનું ઝાડ જોઇ વાણીઓ તેને સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યો. મીયાંએ પુછયું એ કોણ છે?

વાણીઓ કહે. અમારી માતા. આ જોઈ મીયાંભાઇને અદેખાઈ આવી તેથી તુળસીનાં પાતરાં ચુંટી લઈ કુલા સાથે મસળી નાંખ્યાં અને વાણીઆને કહેવા લાગ્યો કે તુમારી અમ્માંકું મેને મસલ દીયા. આગળ ચાલતાં એક કૌચનું ઝાડ આવ્યું તેને જોઈ વાણીઓ બહુજ નમ્રતાથી સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યો. મીયાંએ પુછ્યું કે વળી એ કોણ છે? વાણીએ જવાબ દીધો કે એતો અમારા બાવાજી છે. મીયાંભાઇએ કૌચનાં પાતરાં તોડીને પોતાના કુલા સાથે મસળી નાખતાં મશ્કરી કરવા લાગ્યા, પણ તરત એકદમ કુલો બળવા લાગ્યો અને મીયાંને ત્રાહે ત્રાહે પોકરાવી. આખરે મીયાં ભાઇ બોલ્યા કે "હિંદુઓકી અમ્મા અછી, લેકીન બાવાતો બડા ખરાબ.

---

## તું કેમ મરી ગયો નહીં?

કોઈ એક ગૃહસ્થને ઘેર જમવાનું હતું તેથી ત્યાં જમવા બેઠેલા માણસોને જરૂર પડેતો ખાવાસારૂ વાટેલી રાઈ પણ મુકેલી હતી. એક ગામડીઓ તે રાઇને કાંઈ ખાવાનું સમજી એકદમ ફાકડો મારી ગયો. આથી તેને રાઈની ગરમીથી આંખમાં આંસુ આવી ગયાં. આ દેખાવ જોઈ તેની પાસે બેઠેલા એક ડોસાએ પુછ્યું કેમ ભાઈ શા સારૂ રડેછે? ગામડીએ કહ્યું. એકદમ મારા બાપની યાદ આવી જવાથી મને રડવું આવ્યું છે. ઠીક કહી ડોસાએ પણ રાઈનો ફાકડો માર્યો તેથી તેની આંખમાંથી પણ આંસુ ટપકવા લાગ્યાં. હવે લાગ જોઈ ગામડીઆએ પુછ્યું. કાકા, તમે કેમ રડોછો? ડોસો બોલ્યો. તારો બાપ મરી ગયો પણ તું કેમ મુઓ નહીં? એ માટે રડું છું.

---

## ત્યારે તો તમને વધારે માફક આવ્યું હશે.

કોઈ દાકતર એક સ્ત્રીને ઘેર જમવા ગયો હશે. બાઇએ સરસ

જમવાનું મુક્યું અને જમી રહ્યા પછી રસોઇ ઠીક થઈછે કે નહીં તે-વીષે અભિપ્રાય પુછ્યો. દાકતર એમલાજાથી બોલ્યો. આ કાંઇ માણસનું ખાણું નથી પણ ગધેડાનું છે. બાઇએ ટકોરમાં કહ્યું. ત્યારે તો તમને વધારે માફક આવ્યું હશે.

---

## હું પણ તેજ શોધું છું.

એક છાકટો માણસ રસ્તા ઉપર બૂમ પાડવા લાગ્યો કે **આગ, આગ.** એ સાંભળીને બીજા માણસો દોડી આવ્યા અને છાકટાને પુછવા લાગ્યા કે ક્યાં આગ છે? છાકટાએ કહ્યું. હું પણ શોધું છું, કેમકે મારે બીડી સળગાવવી છે.

---

## લીલાઉંમાં મોકલવો.

એક ઘોડાના દાકતરે કોઈ વિદ્યાર્થીને પુછ્યું કે કોઈ ઘોડાને જોર-થી ખાંસી થઈ ગઈ હોય તો તેનો શું ઉપાય કરવો? વિદ્યાર્થીએ જવાબ આપ્યો—તેને ચુપ ચુપ લીલાંઉથી વેચી નાંખવો.

---

## મને કેટલી શરમ થશે?

એક સ્ત્રી પોતાના ધણીની બીમારીથી દીલગીર થઇ રડવા લાગી. ધણીએ તેને સમજાવ્યું કે દેહ ક્ષણભંગુર છે. આ મિથ્યા જગતમાં જે જન્મ્યું તે મરેછેજ. કોઈ અમર રહેવાનુંજ નથી. માટે મારે માટે તારે દીલગીર થવું તે નિરર્થક છે. સ્ત્રીએ રડતે સાદે જવાબ દીધો—જ્યારે મારો પેહેલો ધણી મરીજવાથી હું તમારી સાથે ના-તરૂં કરીને આવી ત્યારે હું ઘણી શરમાતી હતી. ત્યારે હવે તમારા

પછી હું ત્રીજો વર કરીશ ત્યારે હું કેટલી શરમાઇશ? તેની મને ચિંતા છે. બીજી કશી નથી.

## હું રડતો હોઉં.

બે મિત્રોમાંથી એકે કહ્યું. ભાઈ, આપણા બેમાંથી લફંગાને ફાંસીએ દેવાનો સરકાર હુકમ કરે તો તું કેવી હાલતમાં હોય? બીજાએ જવાબ દીધો. ભાઇ, તું ફાંસીએ લટકતો હોય અને હું રડતો હોઉં.

## જ્યારે જાગીશ ત્યારે કેટલો રડીશ.

એક ઉંઘણશીને તેના મિત્રે કહ્યું—ભાઈ, તારી ઓરત મરીગઈ, તેથી હું ઘણોજ દીલગીર થાઉં છું. ઉંઘણશીએ ઉત્તર આપ્યો. ખરેખર હમણાંતો હું ઉંઘું છું પણ જ્યારે જાગીશ ત્યારે કેટલો રડીશ!

## રાત્રીની ઉત્પત્તિ છે.

એક હુશિયાર ચિતારાને ઘેર કોઈ શેઠ મળવા આવ્યો, તેણે ચિતારાનાં કુરૂપ છોકરાં જોઇને કહ્યું. ચિતારા, તમે ચિત્ર તો ઘણાંજ સરસ બનાવો છો અને આ છોકરાં કુરૂપ કેમ? ચિતારાએ જવાબ આપ્યો. સાહેબ, ચિત્રો હું દિવસે બનાવું છું અને છોકરાં તો રાત્રીની ઉત્પત્તિ છે.

## એ દવા અમે પીતા નથી.

એક જુવાન નાટકકાર સ્ત્રી ઘણીજ માંદી પડી તેથી એક હુશીયાર દાક્તરને બોલાવી પોતાની માંદગી શીરીતે દૂર થાય, તેવિષે અભિ-

પ્રાય પુછ્યો. દાકતરે કહ્યું. તમે લગ્ન કરો એટલે તમારી માંદગી દૂર થશે. નાટકકાર બોલી ત્યારે તમે મારી સાથે લગ્ન કરશો? દાક્તરે ગંભીરાઇથી જવાબ આપ્યો. જુઓને બાઈ, અમે બીજા લોકોને દવા બતાવીએ છીએ પણ એ દવા અમે પીતા નથી.

---

નમ્રતા, એ સુજ્ઞ માણસનું ભૂષણ છે.

---

## બ્લાટીંગપેપર ગળાવવાં.

એક દાકતરે વૈદાંની પરીક્ષા લેતાં એક ઉમેદવારને પુછ્યું. કોઈ માણસને અજાણતાં શાહી પાઇ દીધી હોય તો શું ઉપાય કરવો? ઉમેદવારે ઉત્તર આપ્યો. તેને બ્લાટીંગ પેપર ગળાવવાં.

---

## હું દીલગીર છું.

એક ઉત્તમ ગ્રંથકારને કોઇ સ્ત્રીએ કહ્યું કે તમારા પુસ્તકમાં એક પણ ખરાબ શબ્દ નથી તેથી હું ઘણીજ ખુશીછું. ગ્રંથકારે ઉત્તર આપ્યો. હું દીલગીર છું કે તમે સ્ત્રી જાતિ છતાં એવા શબ્દ શોધવા તસ્દી લીધી છે.

---

## આજે ખરાબ થયું?

એક પારસી છોકરો તેના બાપનું દાતણ લઈને પોતાના કુતરાના દાંત સાફ કરતો બેઠો હતો, તે જોઇ તેના બાપે પુછ્યું. જમસુ, શું કરેછે? છોકરે જવાબ આપ્યો–બાપા, આપણા ટોમીના દાંત સાફ કરૂંછું. બાપે કહ્યું છટ. છટ. દાતણ ખરાબ થયું. છોકરો બોલ્યો. એક મહિના દિવસથી હું ટોમીના દાંત સાફ કરૂંછું. તો એક મહિનાથી દાતણ ખરાબ ન થયું અને આજે ખરાબ થયું?

## પેહેલી મારી માગણી પછી તારી.

એક લોભીયા પાસે બીજા માણસે કાંઇ માગણી કરી. લોભીયો કહે. પેહેલી મારી માગણી પછી તારી. પેલાએ કહ્યું ઠીક. લોભીયો કહે તારે મારી પાસે કાંઈજ માગવું નહીં.

---

## નાટક સારૂં હતું. પણ ફારસ નહીં.

એક છોકરો પોતાના મિત્રો-સાથે બાપના પલંગમાં નાટક કરતો હતો તેથી પલંગ ખરાબ કર્યો. આ વખતે તેનો બાપ આવી પહોંચ્યો. અને ખરાબ થયેલો પલંગ જોઈ થોડી સોટીઓ છોકરાને ચમકાવી કાઢી. આથી છોકરો રડવા લાગ્યો અને તેનો બાપ પાઘડી અંગરખું ઉતારવા બીજા ઓરડામાં ગયો. થોડી વાર પછી બાપે આવી છોકરાને છાનો રહેલો જોઈ પુછ્યું. દીકરા, નાટક કેવું હતું ? છોકરાએ જવાબ આપ્યો. નાટક તો સારૂં હતું પાણ પાછળથી ફારસ થયું તે મને ન ગમ્યું.

---

## કોઈ નાલાયક પરણશો.

એક પરણવા નીકળેલા પારસીએ તેનીજ જાતની જુવાન ખુબસુરત અબળાને કહ્યું. જુઓને મેહેરબાઈ, તમે મારી માગણી ના કબુલ કરોછો પણ તમે કોઇ નાલાયક સાથે લગ્ન કરશો અને પસ્તાશો મેહેરબાઈએ ઉત્તર આપ્યો. નહીં જી, જો હું તેમજ કરવાની હોત તો આપને ના કહેત નહીં.

---

## આ તારો કુલો કે મારો.

એક અફીણનો બંધાણી બીજા પોતાના સોબતી સાથે એકજ પલંગમાં સુતો હતો. બંધાણીને કુલે ધવડ આવી તેથી તે સાથે સુતે-

લાને કુલે પોતાનો કુલો સમજી ધવડવા લાગ્યો. પેલાએ કહ્યું. અલ્યા મારો કુલો શા માટે ધવડે છે? બંધાણીએ કહ્યું. એ તારો કુલો છે? ત્યારે મારો કુલો ક્યાં ગયો?

## જમ્યા પછી સીધું લઈશ.

એક શેઠને ઘેર ગોર મહારાજ આશિરવાદ આપવા સારૂ આવ્યા. શેઠાણી દયાળુ હતાં તેથી ગોરને ગમે તેવી દક્ષણા આપવાના ઇરાદાથી બોલ્યાં. ગોર મહારાજ જમશો કે સીધું લેશો? જમવું હોય તો રસોઈ તૈયાર છે અને સીધું લેવું હોય તો સીધું તૈયાર કરૂં. ગોર મહારાજ પક્કાઇથી બોલ્યા. શેઠાણી, આપ સીધું તૈયાર કરો એટલામાં હું જમીને તૈયાર થઈ શકીશ, માટે જમ્યા પછી સીધું લઈશ.

## એ તો તમારી પાઘડી છે.

કેસુરને માથે જુની પાઘડી જોઈને શેઠે હસીને પુછ્યું. અલ્યા, આ કયા ધપ્પાખાઉની પાઘડી ઉપાડી લાવ્યો? કેસુરે જવાબ આપ્યો. એતો આપની છે સાહેબ, શેઠાણીએ મને આજે આપી.

## શોધવા છતાં હાથ લાગતો નથી.

એક અહંકારી જસ્ટીસ આવધી પીસ થયેલા શેઠીઆએ બીજા ઘોડે ચડી નીકળેલા ઓળખીતાને કહ્યું. તારા જેવાતો ગધેડે ચડેલા શોભે. પેલાએ ઠંડે પેટે જવાબ આપ્યો. ખરી વાત છે, પણ અંગ્રેજ સરકારે હમણાં એટલા ગધેડાઓને જસ્ટીસ આવધી પીસ બનાવ્યા છે કે ચડવા સારૂ શોધવા છતાં એક પણ ગધેડો મળી શકતો નથી.

## અપવિત્ર મુખમાં ગયું?

એક ધર્માંધ વૈષ્ણ પાયખાનામાં ખરચુ ગયો. બારણું બંધ કરી બેઠેલો હોવાથી પોતાના હાથની આંગળી અંધારામાં કોઈ પણ રીતે વિષ્ટાવાળી થઈ. બહાર નીકળવા પછીથી પેલી ખરાબ થયેલી આંગળી તરફ તેની નજર ગઈ. આથી તે ઘણોજ ક્રોધીષ્ટ થયો અને તે આંગળી અપવિત્ર થયેલી ગણી તેને કપાવી નાંખવાના ઈરાદાથી સુતારને ઘેર જઈ તે આંગળી કાપી નાંખવા સુતારને જણાવ્યું. સુતાર ડાહ્યો તેથી વિચાર કરીને હરેક રીતે તેની આંગળી બચાવવા ધારતો હતો, તેથી પેલી આંગળી એક લાકડા ઉપર રખાવી એક હથોડી તે આંગળી ઉપર મારી. આથી પેલા વૈષ્ણવને કળ ચડી ગઈ તેથી એ ગુવાળી આંગળી મોમાં ખોસી ઘાલી. આથી સઘળું અંગ અપવિત્ર થઈ ગયું અને વૈષ્ણુવ ઘેર ચાલ્યો ગયો.

---

## જે માગું તે રકાબીમાં લાવવું.

એક દહાડો દીનશાહજી જમવા બેઠા તે વખતે પોતાના નવા બાવરચી પાસે મીઠું માગ્યું. બાવરચી હાથમાં મીઠું લઇને આવ્યો તેથી શેઠ ગુસ્સે થઇને બોલ્યા. જો જમસું, હું જે કાંઈ માગું તે રકાબીમાં મુકીને લાવવું, હાથમાં લાવવું નહી. વારૂજી કહી બાવરચી ગયો. પાંચ કલાક પછી શેઠ બહાર જવાના હતા તેથી બાવરચી પાસે પોતાનાં નવાં બૂટ મંગાવ્યાં. બાવરચી બૂટ રકાબીમાં મુકીને લાવ્યો તેથી શેઠ ગુસ્સે તો થયા પણ બાવરચીની મૂર્ખાઈ ઉપર હસી પડચા.

---

## પરમેશ્વર પાસે પણ છુટો થાઉં તેમ નથી.

ભાવનગર સંસ્થાનના એક ખેડુત પાસેથી દંડના રૂપીયા વસુલ ક-

રવા સારૂ થાણદારે તેને સિપાઇના પેહેરામાં બેસાડયો હતો. કણબી-એ ઘણી આજીજી કરી પણ તેને થાણદારે છુટો કીધો નહીં. આખરે દંડના રૂપીયા આપી છુટો થયો અને જાણે નીરાશ થઇને બોલ્યો. અરેરે! મારી અરજ કોઈ સાંભળે તેમ નથી. થાણદારે કહ્યું. વહી-વટદાર પાસે અરજ કર. તે ન સાંભળે તો વસુલાતી અધિકારી પાસે કર અને તે પણ ન સાંભળે તો દરબાર હજુરમાં કર. કણબી ગુસ્સે થઈને બોલ્યો. જ્યાં જાઉં ત્યાં તમેના તમે છો. થાણ-દાર તમે—તે નાગર, વહિવટદાર પણ નાગર, વસુલાતી અધિકારી નાગર, દરબાર હજુરમાં જાઉં તો કારભારી નાગર અને છેવટ પર-મેશ્વર પાસે જાઉં તો ત્યાં પણ નરસિંહ મેહેતો નાગર તૈયાર બેઠા છે, માટે પરમેશ્વર પાસે પણ છુટો થાઉં તેમ નથી.

## કોણ હુશિયાર.

**બાઈ.**—રામા, તું તારા શેઠને ચાહે આપવા ગયો તેને કેટલો વ-ખત થયો? શું ધાડ આવી. રસ્તામાં ચાલતો હતો કે ઉંઘતો હતો?

**રામો.**—બાઈ, શેઠ ચાહે પીતાં વધારે વાર લગાડે છે તેની ત-મને ક્યાં ખબર છે?

**બાઈ.**—હું કાંઈ એ સમજતી નથી. તારે જલદી ઘેર આવવુંજ જોઈએ. અહીંઆં સઘળું કામ પડી રહ્યું છે, તે કોણ કરે? તારો કાકો કે મામો?

**રામો.**—ઠીક છે, બાઈ; હું હવે વેહેલો આવીશ.

**બાઈ.**—(બીજે દહાડે રામો જલદી આવ્યો ત્યારે, કેમ રામા, આજે કેમ જલદીથી અવાયું?

**રામો.**—જલદી કાંઈ અમથું અવાયું. રસ્તામાં ઉભો રહીને ચા-હેને ફુંક મારી મારીને ઠંડી પાડી ત્યારે. પછી જ્યારે શેઠને આપી

ત્યારે તેણે ચાહેને ઠંડી પડેલી જોઇ ત્યારે ગટ કરીને પી ગયા, ને ઝટ કરીને તમારી પાસે આવી ઉભો.

**બાઈ.**—તને ઓવારી મુકુરે, ભસ્તે ગીયાંને. તું દરવંદ પારસીની ચાહેને ફુંક મારે? તારા શેઠને તો એ વાતની ઘણીજ છીટ છે. જો જાણશે તો તને અને મને છુંદીજ નાંખશે. પણ જા તારૂં કાણું કર. અને શેઠ આગળ બોલતો નહીં. સમજ્યો કે?

---

## મને માફ કરો સાહેબ.

ફરદુનજી શેઠે ખુશી થઇને ચાકર તુક્યાને જણાવ્યું કે તારા પગારમાં આજથી બે રૂપીયાનો વધારો કરી આપું છું. તુક્યો બોલ્યો. નહીં સાહેબ, મને માફ કરો. ફરદુનજીએ આતુરતાથી પુછયું. કાં તુક્યા, માફ કરવાનું તું શાને માટે કહે છે. પગાર વધારેલો તને શા કારણથી પાલવતો નથી? તુક્યો બોલ્યો. સાહેબ, ત્રણ રૂપીઆ આપતાં મને ત્રણ મહિના રડાવો છો તો પાંચ મને ક્યારે આપશો? પુરા ત્રણ આપવાની આપનામાં સત્તા નથી. તો પાંચ શી રીતે આપી શકશો?

---

જો તારે લોકપ્રિય થવું હોય તો સખાવત કરજે. કારણકે સખાવત કરનારને લોકો હમેશાં યાદ કર્યા કરેછે.



# જાહેર ખબર.

આ ચોપડી જે ગૃહસ્થોને વેચાતી લેવાની મરજી હોય તેમણે નીચે લખેલા ઠેકાણેથી મંગાવી લેવી. રોકડી કિંમતે આપવામાં આવશે.

**ભાવનગર.**—આત્મારામ નારણજી.

**અમદાવાદ.**—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.

**મુંબઈ.**—જેષ્ઠારામ મુકુંદજી ઝવેરબાગ પાસે.

તારીખ ૧ લી સપ્ટેમ્બર સને ૧૮૮૬. } વિઠ્ઠલદાસની કંપની.